# રૂપસુંદરીકૃત વાર્તાપ્રકાશ.

એક રસિક વાર્તા.

સ્ત્રીપુરૂષોને વાંચવાલાયક.

મુંબઇ,

સ્વદેશપ્રકાશ છાપખાનું,

જગજીવન કીકા સ્ટ્રીટ, ગુલાલવાડી.

સંવત ૧૯૪૪. સન ૧૮૮૮.

કિમ્મત ચાર આના.

# શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ જું | ૩ જી | લગમગ | ઝગમગ. |
| ૨ જું | ૧૩ મી | મૂખ | મૂર્ખ. |
| ૩ જું | ૧૧ મી | જયા | જવા. |
| ૪ થું | ૪ થી | તે | છે. |
| ૬ ઠું | ૫ મી | શુષુ | સુષુ. |
| ૬ ઠું | ૫ મી | પંથ ક૩ં પ્રવેશ | પથ ક૩ં છું પ્રવેશ. |
| ૬ ઠું | ૬ ઠી | પલ | પળ. |
| ૬ ઠું | ૧૭ મી | થવાં | થવા. |
| ૭ મું | ૧૦ મી | વાજ | વાજં. |
| ૭ મું | ૮ મી | માજતે | માજતા. |
| ૭ મું | ૧૦ મી | વાપે | વાપ્યા. |
| ૮ મું | ૯ મી | જોવાં | જોવા. |
| ૧૦ મું | ૧૮ મી | બોલતા | બોલતી. |
| ૧૨ મું | ૧ લી | સ્ત્રિયા | ત્રિયા. |

| | | | |
|---|---|---|---|
| ૧૨ મું | ૬ ઠી | વીશે | વિષે. |
| ૧૨ મું | ૭ મી | મહીષી | મહિષી. |
| ૧૩ મું | ૬ ઠી | ઠેકાણુપર | કેકાણુપર. |
| ૧૪ મું | ૪ થી | સ્રિયા | ત્રિયા. |
| ૧૪ મું | ૧૩ મી | હું | ઓ. |
| ૧૪ મું | ૬૭ મી | મુજના | મુજતણા. |
| ૧૫ મું | ૬ ઠી | દુઃખી | દુઃખીત. |
| ૧૫ મું | ૧૧ મી | તુજની | તુજતણી. |
| ૧૫ મું | ૧૨ મી | રહેલા | રહેલ. |
| ૧૬ મું | ૧૧ મી | જે તું | જેતું. |
| ૧૯ મું | ૯ મી | ને | તે. |
| ૨૧ મું | ૯ મી | રાજા | રાજાએ. |
| ૨૨ મું | ૧૧ મી | શુકે | શુક. |
| ૨૪ મું | ૬ ઠી | ત્યારે પછી | ત્યાર પછી. |
| ૨૫ મું | ૧ લી | હત | હતાં. |
| ૨૫ મું | ૬ ઠી | માનસિંહ | માનસિંહે. |
| ૨૮ મું | ૬ ઠી | દાશી | દાસી. |
| ૨૮ મું | ૧૨ મી | માનસિંહને | માનસિંહ તે. |

| | | | |
|---|---|---|---|
| ૨૮ મું | ૧૫ મી | નેઓ | તેઓ. |
| ૨૮ મું | ૧૫ મી | સરણાંગત | શરણાગત. |
| ૩૧ મું | ૨૧ મી | ક્રાઇડેન | ક્રાઇડન. |
| ૩૨ મું | ૧૨ મી | સર્વાતમ | સર્વોત્તમ. |
| ૩૨ મું | ૧૪ મી | ચતુરસીંગ | ચતુરસીંગ. |

૩૫૮૫

# શ્રી સુગુરૂ ભ્યોનમઃ

## રૂપસુંદરી કૃત વાર્તા પ્રકાશ.

ભારતખંડનેવિષે અગાઉ ધારાવતી નામે નગરી હતી, ત્યાં ચંદ્રવિજય નામે ભૂપતિ રાજ કરતો હતો. તેને મહાપરાક્રમી, રાજ ધુરંધર તથા ચતુર માનસિંહ નામે પ્રધાન હતો.

તે નગરીથી સાતેક જોજન દૂર રત્નપુર નામે નગર હતું ત્યાં વીજયસિંહ નામે નૃપતિ રાજ કરતો હતો. તેને લીલાવતી નામે પુત્રી હતી; તે કુમારીકા વિષે એવી એક વિપરીત વાત હતી કે તે કોઇ સાથે લગ્ન કરવાને ઇચ્છતી નહતી; તે કારણસર તે તારૂણીને તેના પીતાએ સમજાવીને પુછયું કે તું શા સારૂં લગ્ન કરવાને ઇચ્છતી નથી? ત્યારે તે પ્રેમદાએ ઉત્તર વાળ્યો કે મારા કોડ પુરા કરનારો પતિ જ્યારે મને મળશે ત્યારે હું તેની સાથે લગ્ન કરીશ ભૂપતિએ તેનું એવું વૃત્તાંત સાંભળીને એક સ્વયંવર રચાવ્યો જેમાં મહા વિદ્વાન તથા શૂરવીર મહીપતી પધારયા હતા તેમાં વળી તેના ભૂપસહિત માનસિંહ હતો. સૌ સૌ પોતા

ના યોગ્ય સ્થળે બીરાજ્યા પછી તે પ્રેમદા પોતાની દાસી સહીત મંડપે પધારી. દરેક ચંચળ પુરૂષ તેને જોઇ એક બીજા સામે તગમગ જોવા લાગ્યા. આટાણે વીજયસિંહે પોતાની બેઠક ઉપરથી ઉઠી સઘળાઓને કહ્યું કે મારી પુત્રી તમોને જે પ્રશ્ન પુછે તેનો જે કોઇ ઉત્તર આપશે તેને તે વરમાળા આરોપશે. તે પછી તે પુત્રીએ પ્રશ્ન પુછ-વાનું શરૂ કીધું. જે જે પ્રશ્નો તેણે પુછ્યા તેના માનસિંહ સિવાય કોઇએ ઉત્તર વાળ્યા નહીં. ત્યારે તે પુત્રીએ વરમાળ માનસિંહને આરોપી. ત્યારે માનસિંહે તેને કહ્યું કે, હે પદમણી હું તારા જેવી રામા પૂર્ણ પ્રીતથી પરણ્યો છું માટે આ વર-માળા બીજા કોઈ ચતુર મહીપતિને શોધી કાઢી તેના કંઠમાં આરોપ; કારણ કે હું એક પ્રધાન છું તથા મેં જે તને ઉત્તરો વાળ્યા તેનું કારણ એ હતું કે આ સૃષ્ટિમાં સઘળા ભૂપતિ મૂર્ખ છે એમ ન ગણાય. ત્યારે તે પદમણી બોલી કે આવા વેણ તમારે ઓચરવા લાયક નથી. કવચિતજ તમારી હાંસી નવ-ખંડના નૃપતિ બિરાજ્યા છે ત્યાં થશે; કારણકે કાર્તીકમુની, હનુમાનજી, લક્ષ્મણ, સુકદેવજી જેઓ પ્રાચીન શૂરવીર પુરૂષો હતા તેઓને પણ બે સ્ત્રી હતી અને એવો કોણ મૂર્ખ છે કે,

ભાગનો લાહવો મેળવે નહી; કારણકે ગતયુગ જે લંકાપતિ હતો જેને મંદોદરી નામે સ્ત્રી હોવા છતાં સીતા ઉપર મોહીત પડયો હતો તથા વૈરાટ દેશના રાજાનો સાળો કીચક જેને આઠ નારીઓ હોવા છતાં દ્રૌપદી ઉપર મોહીત પડેલો હતો. જે કે તે કામ તો દુષ્ટ હતું તોપણ હે માનસિંહ, આવા તમે ગુણવાન થઇ તમારૂં તોલ શા માટે ઉતારાવો છો? આવાં તેનાં વચન સાંભળી માનસિંહે વિચારયું કે જો હું તેની સાથે લગ્ન કરીશ નહી તો તે બીજા શબ્દ બોલી મારી રાજપુતને ઝાંખ લગાડશે એવું ધારી પોતે તેની સાથે નિર્વીઘ્નપણે લગ્ન કીધા.

માનસિંહ આ સુકૃત કામ કીધા પછી જરાપણ ત્યાં રોકાયો નહી; કારણ કે પોતાના રાજાને એકલો જવા દેવો એ તેણે ઉત્તમ ધાર્યું નહીં તેથી તે રાજપુત્રીને સાથે લઇ પોતાના ભૂપતિસહિત પોતાની રાજધાની તરફ પાછો ફરયો.

માનસિંહ તથા લીલાવંતીને અરસ પરસ એટલો બધો પ્યાર વધતો ગયો કે લોકો તેની નીચે પ્રમાણે પ્રશંસા કરવા લાગ્યા:—

જેમ જળચરને જળસાથે, ખેચરને ખ સાથે, દાદુ-

રને મેઘ સાથે, કોયલને આંબવન સાથે, મોરને વર્ષાઋતુ સાથે, ચકોરને સોમ સાથે, કમળને ભોમસાથે જેટલું મગ્નતાપણું હોય છે શું તેટલોજ સંબંધ આ નરનાર વચ્ચે છે? આહા! કેવી સાનંદાશ્ચર્ય વાત તે! "પણ ઝાઝું તે ઘોડાને માટે" એટલે કે જેની ઉપર ઘણી પ્રીતિ હોય છે તે કદાચ વિપત્તિમાં આવી પડવાનો સંભવ રહે છે.

હવે એક દિવસને સમયે ધારાવતી નગરી ઉપર કોઇ બળવાન રાજા સ્વારી કરવાને આવે છે એવું વર્તમાન શ્રવણ થવાથી ચંદ્રવિજય રાજાએ પોતાનું સૈન્ય એકઠું કીધું અને એક સિપાઇને માનસિંહને તેડવા મોકલ્યો.

હજી તે આવ્યો નથી એટલામાં સઘળા સૈન્યે રાજાને કહ્યું કે જેને પોતાની પ્રેમદા સાથે અથાગ પ્રીતિ છે અને જેના અળગા રહેવાથી તે ખાનપાન લેતો નથી એ ઉભયનો વિયોગ કરાવવો એ અઘટિત છે. એટલામાં માનસિંહ આવ્યો. ત્યારે નૃપતિએ તેને સૈન્યે કહેલું વ્યાખ્યાન સંભળાવ્યું તથા તેને પુછ્યું કે જો તારી ખુશી હોય તો તું લડવા જા. ત્યારે માનસિંહે વિચાર્યું કે જો હું ના કહીશ તો બધા લોક એવી કલ્પના કરશે કે તે બાયડી વશ છે માટે હું

કરી લડાઇમાં જવાને તૈયાર થયો અને એક હય મંગાવી તેના ઉપર સ્વાર થઇ સઘળાઓને પુછ્યું કે જો તમે જવા સારૂ તૈયાર હોય તો હમણા આપણે વિદાય થઇએ અને જય મેળવી પાછા ધારાવતીમાં આવીએ. પણ એટલામાં ચંદ્રવિજયે પોતાના તખ્ત ઉપરથી ઉઠી સઘળાઓને કહ્યું કે તમે તમારૂં સર્વસ્વ સંભાળી તથા મોટેરા અને સ્ત્રીની શીખ માગી સર્વે ત્રણ કલાક પછી અહિંયાં હાજર થવું મહીપતિનું આવું બોલવું સાંભળી દરેક જણ પોતાને મંદિર ગયા. જ્યારે લીલાવંતીએ માનસિંહને મેહેલમાં પાછો આવતો જોયો ત્યારે તે અપરંપાર આનંદ પામી પણ જ્યારે માનસિંહે સઘળી બનેલી હકીકત વિગતવાર કહી સંભળાવી ત્યારે તેણી અથાગ દુઃખના ખાડામાં પડી. અને નીચે પ્રમાણે વિલાપ કરવા લાગી.

રાગ રામગ્રી—વૈદરભી વનમાં વલવલે—એ રાગ.

કંથ મારારે ગ્રાતા તું રાજ સ્વરૂપી રાય, એક પળતો જુગ સમ તુમ વીણ મુજ થાય—કંથ.

ખાન પાન હું ગ્રહું નહિ, નહિ ધરૂં હું સણગાર સુખ ધરૂં નહિ દિલ વિષે, એ દુઃખ અપરંપાર—કંથ.

મોતસમ આયુષ માહારૂં, થાએ મુજને હેઠ,
પ્રીય પાખી જે પ્રેમદા તેનું જીવતર વેઠ ॥ કંથ ॥
આધીન થઇ ઉભો માનસિંહ, પ્રેમદા સનમુખ તે વીર,
ગળ ગળતો તે બોલતો, નયણે ચાલ્યાં છે નીર ॥ કંથ ॥
પ્રધાન કહે શુણ પદમણી, પંથ કરૂં પ્રવેશ,
પણ રહું જો ઘરવિશે, તો હાંસી થાય વિદેશ ॥કંથ॥ રાગ લેવા માટે
જો નીશાન ફરકે નરેશના, જોના મળ્યા સહુ લોક,
જવા દો નારી તમો, નહીતો તન તજું ફોક ॥ કંથ ॥
જલદી મુજને શીખ દો, નહીં લગાડો ક્ષણવાર,
બ ગોળે ભૂપતિ સહીત ઉભા છે અસ્વાર ॥ કંથ ॥
કામની કહેરે કંથ સુણો, થયાથી તમ સાથ વીયોગ,
આજ થકી અમે તજયાં રાજ સ્વરૂપી ભોગ ॥ કંથ ॥
પાન તજ્યાં પટકુળ તજયાં, તજયાં પલંગ ચોપાટ,
તજયાં ભોજન ષટ રસ સહીત; તજયાંગીતા ને વાત ॥ કંથ
તજયાં શણુગાર મેં સામટાં, તજયાં અંજન નેંણ;
તજયાં હાવભાવને હાંસીઓ, તજયાં પ્રીતનાં વેણ ॥ કંથ ॥

એ રીતે નરનાર સાથે બોલાચાલી થયાં પછી એક પોપટ જે માનસિંહનો ઘણોજ માનીતો હતો તે કામનીને સોંપીને

ત્યાંથી માનસિંહ વિદાય થયો. માનસિંહના વિદાય થયા પછી લીલાવંતી અને પોપટની વીગતો માનસિંહના ગયાને ત્રણ પક્ષ થયા નહીં એટલામાં કઉતક બન્યું કે તે નગરીમાં હસ્તિનાપુરનો રાજા આવ્યો હતો, અને રાજનો ધણી થઇ બેઠો હતો. અને તે રાજા તે સમયે એવો પરાક્રમી હતો કે અનમી નરનો સંહાર કરતો વિશ્વ ઉપર આવેલા દેશો તથા અરણુવમાં આવેલા દ્વીપો જીતતો જેમ મેહ ગાજે છે તેમ ગાજતે એટલુંજ નહીં પણ નુરમાં પણ શોભાયમાન હતો. આ મહિપતીના વખતમાં દરરોજ ચોઘડયાં નીશાન મૃદંગ સંગીત વાજ સતાર વીણા, સારંગી વગેરે રાત્રીને સમયે વાગતાં હતાં; જેથી સઘળા લોકોના મન આનંદકારી રહેતાં હતાં. એટલાવાનાં વાગતી વખતે એક ગુણકા ઇન્દ્રપરીની માફક ગીત ગાઇ નાચતી હતી.

તે કાન્તાએ એટલે લીલાવંતીએ મધરાત્રીને સમયે જ્યારે પોતાના મહેલમાં એકાંત બેઠી હતી ત્યારે તેણે ધનાશ્રી રાગ ગવાતો સાંભળ્યો; આ રાગ સાંભળવાથી તે કામની કામાતુર થઇ અને એટલો તો કામ વ્યાપો કે તે વાળેવાળે મોતી ઠાંસી સોળ સણગાર સજી, મુખ પાનથી લાલ કરી

સણુગાર ઉપર સુગંધી ચીજો છાંટી કાજળથી નેણ આંજી જાત જાતનાં પુષ્પનાં સુગંધી હાર લઇ ભાળે સરસ તિલક કાઢી તથા એ વગેરે સણગાર સજ્યાં જેની પ્રશંસા થાય નહી. પણ જેવી તે ઓરડાની બહાર નીકળી કે તેજ સમયે તેને પોપટે કહ્યું કે તારા સ્વામી વગર સણુ-ગાર સજી અધ્યરાત્રિને સમયે ક્યાં વિલાસ માણવા જાય છે ત્યારે તે રામા બોલી કે આ વાજાંના નાદ સંભળાય છે તેણે મારૂં મન હરણ કીધું છે તેટલામાટે કામાતુર થઇ જોવાં જાઊં છું; અને તારે આવવું હોય તો તને તેડી જાઊં ત્યારે તે પોપટ બોલ્યો અરે નિમકહરામ પાપણી એતો હસ્તીનાપુરના નૃપતિના મહેલમાં નાચ ખેલ થાય છે, અને તું ગુણુસાગર માનસિંહ જે રાજવીમાં સર્વથી મોટો રાજવી તથા શૂરામાં શૂરો નર તેનો ત્યાગ કરી આ નૃપતિને ત્યાં જાયછે એ અણુઘટીત છે. અરે અફ-સોસ! શું તારૂં સઘળું ડહાપણ કૂપમાં પડયું અફસોસ! અફસોસ! પણ એટલું તો યાદ રાખજે કે ભાણ પશ્ચિમે ઉગે તોપણ માનસિંહે લગ્ન કરતી વખતે પણ લીધું હતું કે જો તું બીજા નર સાથે વર્તીશ તો તારૂં નાક કાપીશ

અને તારા [illegible]નું મસ્તક છેદીશ તે ફેરવનાર નથી. ત્યારે તે સ્ત્રિએ [illegible] કહ્યું કે અરે રાસભ જેવા મૂર્ખ, મારો મનોર્થ એ [illegible] કે માનસિંહ કંઇ તે નૃપનું મસ્તક છેદી શકનાર નથી તથા મારૂં નાક વેઢી શકનાર નથી કારણ કે જેની પાસે અથાગ દોલત તથા પુષ્કળ સૈન્ય છે તેને શું માનસિંહ હાથ લગાડી શકશે! માટે હે શુક, માનસિંહના ખોટાં વખાણ કરતાં તજી દઇ મારી સાથે ચાલ; ત્યારે તે શુક બોલ્યો કે હે દુષ્ટ, મહીલા એ ઘણું આશ્ચર્યકારક છે કે સારંગ તજી અલશીઆને, કંચન તથા ચિંતામણી તજી કાચને, વાજી તજી રાસભને, મેઘળ તજી અજાને, સિંહ તજી શીયાળને, અમૃત તજી વિષને, અરૂણ તજી આગીઆને, સ્ફાટીક તજી શંખલાને, શા સારૂ ગ્રહણ કરે છે? ત્યારે લીલાવંતી બોલી કે તું બોલતાં ચૂકયો કારણ કે હું તેથી પ્રતીકુળ ગણું છું માટે ઝાઝું લવલવ કીધું તો તારી આંખ પાંખ અને ચાંચ જતી સમજવી. ત્યારે તે પોપટ બોલ્યો કે તારા આવા મેહેણાથી મારૂં દીલ ચત્તાપાટ થઇ જાય છે. પણ જો વિભુ કરશે ને હું જીવતો રહીશ તો તારી તથા આ નૃપતિની શી વલે થશે તે હું તને

દેખાડીશ. એટલું સાંભળ્યા પછી તે ભાગનીએ પુષ્કળ જરે ઝવેરાત તથા કનકનું પાંજરૂં જેમાં પોપટ હતો તે પોતાના પાણમાં લેઇ તથા બીજા હસ્તકમાં દીપક લઇ તે પોતાના મહેલમાંથી સંચરી. રીઝથી રમઝમ કરતી તથા ઠાઠથી ઠમ કરતી તે રાજા પાસે આવી ઉભી. જેમ વર્ષારૂતુમાં આભમાં વિધુત ઝબકે છે તેમ તે ભૂપ આગળ ઝબકી રહી. આવી સુંદર શામાને જોઇને રાજાએ "આવો આવો કહી પોતાની પાસે બેસાડી. આજથી તોખાર, કુંઝર, ગરથ વતરોગે તારૂ છે એમ તે રાજાએ તે વલ્લભાને કહ્યું," એમ કહી તે પદમણીનો કર ધરી તેના મુખ આગળ પાન, એલચી, લવંગ, જાયફળ, જાવંત્રી, એવતરોગે મુખવાસાદિક ચાંજા મુકી ત્યારે તે રમણીએ પોતાના નેત્રવતી તે મહીપતીને સમજાવ્યો કે આ મૂઢ શુકને મારી નાંખી આપણી આગળથી ખડખડ કાઢ, પણ જો તું એમ નહીં કરીશ તો તને સુખથી રાજ ભોગવવા નહીં દેશે. એટલુંજ નહીં પણ મારૂં નાક કપાવી નખાવશે અને તારા શીશનું છેદન કરાવશે. પણ આ ભૂપ તે સમશ્યા સમજ્યો નહીં તેથી માગધી ભાષા જે તે વખતે હસ્તીનાપુરમાં બોલતી હતી તેમાં પોપટે એવો સ-

મજાવ્યો કે આ કામની મને મૂકી દેવા કહે છે તેથી નૃપતીએ પોપટને બહાર કાઢયો અને તે બીજા ઓરડામાં લઇ ગયો ત્યારે તે કામની સમજી કે તેને મારવા લઇ ગયો હશે એવું જાણીને તે કાંઇ બોલી નહીં. રાજાએ બારી આગળ આવી તે પોપટને છોડી દીધો પણ તે શુક પાછો આવ્યો અને બારી આગળ બેસીને બોલવા લાગ્યો કે હે દુષ્ટ જારિણી તારાથી જેટલું સુખ ભોગવાય તેટલું ભોગવી લેજે કારણ કે તારૂં નાક તથા જારનું મસ્તક છેદાવાનું છે એમ કહીને પોપટ ત્યાંથી ઉડી ગયો. ત્યારે તે શામાએ રાજાને કહ્યું કે જો તારે જીવવાની આશા હોયતો તારા દેશ તરફ પાછો ફર કારણ કે તેને એટલે માનસિંહને મન તારૂં દળ જીતવું એ રમત બરોબર છે.

આ શ્રવણ કરી તે ભૂપ ધારાવતી નગરીમાંથી કુચ કરી ગયો અને પોતાના સ્વદેશ મધ્યે આવી ચોટે ચોટે જથાબંધ સિપાઇઓનો તેણે રાત દીવસનો પહેરો રાખ્યો.

એક દહાડે જયારે તે મહીલા તથા નૃપતિ એકાંત બેઠાં હતાં તે સમયે નૃપતિએ તેને પુછયું કે તુને એટલો બધો કામ કેમ વ્યાપી ગયો. તે કામનીએ તેને સઘળું સ

મજાવ્યું કે:—રાજા કહે કે હું મારી સ્ત્રિયા સિવાય બીજા-ની સાથે પાણી ગ્રહણ કરવા ઇચ્છતો નહોતો—તમારૂં બોલવું સત્ય છે કારણ કે હું પણ તે કામ કરવાને ઇચ્છતી ન હતી અને હું સારી રીતે કેટલીક તે વીષયની નુકશાનકારક વાર્તા જાણું છું તેમાંની એક હું નીચે પ્રમાણે કહી દર્શાવું છુ.

મણીપુર શહેરને વીશે જયચંદરાય નામે રાજા રાજ કરતો હતો તેને કમળાવંતી નામે મહીષી હતી. તે મહીષાની એટલી બધી સૌન્દર્યતા હતી કે તેની પ્રશંસા થઈ શકતી નથી.

આ નગરને વિષે એક બાવો નિત્ય મધ્યાન કાળે પાસેના જંગલમાંથી એકદમ દોડી આવતો હતો અને ગાંધીની દુકાનેથી કંઇ ચીજ ખરીદ કર્યા પછી પાછો પોતે જંગલ ભણી જતો હતો.

આમ ઘણા દાહાડા વીતી ગયા પછી એક દીવસને સમયે તે નગરનો ભૂપાળ જયચંદરાય પોતાની સ્વારી સહીત ગાંધીની દુકાન આગળથી જતો હતો તેટલામાં તે બાવો એકદમ ત્યાં દોડી આવ્યો.

આ જોઈને તે નરિંદ્રે તેને પુછ્યું કે એટલી ત્વરાથી જંગલમાંથી મધ્યાન બપોરે શા સારૂ દોડી આવેછે પણ તેનો ઉત્તર વાળ્યાવગર તે જંગલ તરફ હમેશાની માફક દોડી ગયો.

આ જોઈ નૃપતિએ ક્રોધાવેશ થઇ પોતાની સેનાને પાછી રાજ દરબારમાં મોકલી અને પોતે ફરીથી ઠેકાણપર સ્વાર થઇ તે જોગીની પછવાડે ગયો.

આ બાવો એક મોટો પત્થર પડયો હતો ત્યાં એકદમ અટકી ગયો ને તે પત્થર ઉપાડી અંદર એક ભોયરૂ હતું તેમાં પ્રવેશ કીધો. આ વખતે રાજા પણ અહીંયાં સુધી પોતાનો તુરંગ લાવ્યો અને તેનીપરથી ઉતરીને પોતાના વાજીને, સામેના વૃક્ષ સાથે બાંધીને અને પત્થર ઘણીજ સાવચેતીથી ઉપાડીને અંદર પ્રવેશ કીધો અને ઘણીજ સમય સૂચકતાથી કે બાવો શું કરે છે તે નીહાળવા લાગ્યો.

આ જોગીની સતત વસ્તુ જે તે ગાંધીની દુકાનેથી લાવતો હતો તે એક જાતનો ધૂપ હતો તેમાં વન્હી નાંખી તે નિરંતર અત્યંત ધુમાડો કરી પોતાની જટામાંથી એક ડાબડી કાઢી તેમાંથી એક હીરો કાઢી મંત્ર ભણતો હતો.

આ મંત્રના યોગે કરી હીરો શામળો થઈ જતો હતો અને ફરી એક સ્ત્રી સ્વરૂપમાં બદલાઇ જતો હતો.

આ કાન્તા સાથે તે હમેશાં ભોગ કરી ભાંગ પી નિંદ્રાવશ થઇ જતો હતો અને પેલી સ્ત્રિયા તેની રખેવાળી કરવા પોતાના હસ્તમાં ખંગ ધરી આસપાસ ફરતી હતી.

આ બાવાનું અતિ ભયાનક કૃત્ય જોઇ તે મહીપતિ દહેશત પામ્યો તોપણ પોતે પાણુ વિષે કરવાળ ધારણ કરી તે તારૂણી તરફ ધસ્યો અને તેના કર પોતાની ભુજામાં અકળિતપણે ઝાલી રાખ્યા તથા પોતાની અસીવતી તેનું શીર્ષ છેદન કરવા જાય છે એટલામાં તે વલ્લભા નીચે પ્રમાણે કાલાવાલા કરવા લાગી—

## રાગ આશાવરી

છોડી દે મુજ મર્ણથી, હે તું મહીપતિ
કામ તુજને વ્યાપો હોય, તો થઇશ હું પત્ની ॥ છોડી ।
**રાજા**—પત્ની તુજને કરૂં તેમાં નહી સંદેહ,
પણ તારા ભરથારનો, જલદી તું કર વધ, ॥ પત્ની ॥
**કામિની**—વધ કરો તુજ હસ્તથી, મુજના પતિ,
બળતા ઉપર બાળવું શ્રેષ્ટ તે નથી ॥ છોડી ॥

**રાજા**—મુજપર હત્યા લઇ કરી, મારૂં તુજપતી

હે દુષ્ટ કામિની, બને નહીં કદી ॥ પત્ની ॥

**કામિની**—મારૂં છું મહા સંકટે, તુજને હો પતી,

તુજસમ જોયો નથી પૃથ્વી તણો પતી ॥ છોડી ॥

**રાજા**—આવાને તું નૃપતી, કહે છે મુજ અધીક,

શર્મ મુજ તણી તજી, બોલે શું દુઃખી ॥ પત્ની ॥

**કામિની**—નહીં થા ભૂપ તું હવે ક્રોધને આધીન,

તારૂણી સર્વ સમજજે મારા જેવી નીચ ॥ છોડી ॥

**રાજા**—નહીં એવી મુજ, મહિષી જાણ ભામિની,

ઝાઝી તું ગડબડ હવે, છોડી દેની અહિં ॥ પત્ની ।

**કામિની**—બતાવીશ હું હમણા, તુજની રામા ॥

દુષ્ટ કામને આધીન, થઇ રહેલા શામા ॥ છોડી ॥

**રાજા**— **રાગ ભૈરવી**

ચાલો ચાલોની મુજની સાથેરે,

બતલાવી દે જલદીરે.—ચાલો.

જો મુજ તણી હોય એવી શામા

તો તુજને હું કરૂં પત્ની.—ચાલો

**પત્ની—** રાગ ઉપર પ્રમાણે.

ચાલો ચાલોની મુજના સ્વામીરે,
બતલાવી દઊં જલદી રે.—ચાલો
વખત ગયો છે બહુરે નાશી
સર્વ કરાવું સત્ય હાંસીરે.—ચાલો

આવું શુકન સાંભળી રાજાએ તે કાન્તા સહીત બહાર આવી પોતાના હય ઉપર સ્વાર થઇ નગર ભણીનો રસ્તો લીધો.

જેવો તે રાજા રાજ દરબારમાં દાખલ થયો તેવુંજ તેનું સઘળુ દળ અત્યાનંદ પામ્યું.

તે દંપતી એટલે કે જયચદરાય અને જોગીવામા જે તું રત્નસુંદરી નામ હતું તે ઉભય અંતઃપુરમાં પધાર્યાં.

આ વખતે રત્નસુંદરીએ તે રાજવીને કહ્યું કે તમારે ગુપ્તરીતે કોઇ સ્થળે રહેવું પડશે અને હું તમારી પટરાણીના કૃત્યો ત્રણ ચાર દીવસમાં પ્રથાવીશ.

લાવણ્યતાને હરણ કરનારી એવી રત્નસુંદરી ભૂપાળની પટરાણી પાસે ગઈ.

રત્નસુંદરીનું આવવું જોઇને કમલાવંતી ઉઠીને તેને પુછવા લાગી કે સંધ્યાકાળને સમયે તમારે આંહી શા સારૂં આવવું પડયું.

રત્નસુંદરી બોલી કે, હું પોતે સાક્ષાતપણે જાણું છું કે જયચંદરાય નૃપતીની પટરાણી કમળાવંતી પતિવ્રતાપણું પાળે છે તેની કિંકરી થવા આવી છુ. ત્યારે કમળાવંતી બોલી કે હુ પોતેજ પટરાણી છું અને સુખચેનમાં મારી સાથે તમે કાળ નિર્ગમન કરો.

હવે અહિંઆં જયચંદરાય આ સમયે પોતાના પ્રધાનને સ્થાનકે ગયો અને ત્યાં રજની ગુજારવાનો નિશ્ચય કીધા પછી પોતાના ખાનગી સ્વારને પત્ર આપી પોતાના ગુપ્ત દીવાનખાનામાં ચોંટાડવા મોકલ્યો. આ પત્ર મોકલવાનું કારણ એ હતું કે રત્નસુંદરીએ તેને કહ્યું હતું કે આજની રાત્રી કયાં આપ ગુજારવાના છો તે લખી મોકલજો.

જેમ ગાય પોતાના ઉદરનું ભરણ પોષણ કરવાને માટે વનમાં જાય છે અને જ્યાં ચારો ચરતી ચિહું દિશા ફર્યા કરે પણ જ્યારે ઘણ લઇ જવાનો વખત થાય ત્યારે (પોતાના વાછરડાને માટે કેટલી અધીરી થાય છે) તેમ કમળવંતી પોતાના ધણીના ગયા પછી ધારેલા ઉમરાવ આવવાનું ટાણું થવાથી આતુર થતી હતી અને આસપાસ ફરતી હતી.

## સુચના.

સર્વ સુજ્ઞ પુરૂષોએ કલ્પના કરી હ શેકે આજની સ્ત્રીઓના એક સમુદાયમાંથી કેટલી જારિણી નીકળેછે, તથા કેટલી પતિવ્રતા નીકળે છે. તેટલા માટે અરે સ્ત્રી અને જનો મોહની રૂપી કમાર્ગ તજી સ્વર્ગ રૂપી સુમાર્ગ ગ્રહો, હું વળી એટલું કહું છું કે હાલમાં કેટલાક એવા જડપુરૂષો છે કે હાથમાં દીપક હોવા છતાં કૂપ રૂપી તિમીરમાં પડેછે એટલે કે પરમેશ્વરે આપેલી બુદ્ધિ તથા મનુષ્યભવ એવતરોગે તેની ઉમદા બક્ષીસનો સુધર્મ ગ્રહી ઉપકાર માનતા નથી પણ પોતાના ધર્મનું સચ્છાસ્ત્ર છે કે ખોટું શાસ્ત્ર છે તે વિષે પુષ્ક વિચાર કર્યા સિવાય પોતાના મત પ્રમાણે લઇ ચાલ્યા છે માટે દીર્ઘ દૃષ્ટીવાળા પુરૂષોએ તથા નારીઓએ તે વિષે વિચાર કરી સુધર્મ ગ્રહણ કરવો.

## સુચના સંપુર્ણ.

---

જ્યારે ટુંક સમયમાં તેને ધારેલો ઉમરાવ તેના મેહેલે પધારયો તે અવસરે રત્નસુંદરીએ તેનો ભપકો જોઇ કમળા-

વંતીને પુછ્યું કે આ માનવી કોણ છે? ત્યારે કમળાવંતીએ કહ્યું કે મારો એક ભૃત્ય છે. આ સમયે રત્નસુંદરીને એવો તર્ક ઉપન્યો કે કવચિતજ મારા કોલનો દૃષ્ટાંત તેજ નહોય.

આ ઉમરાવ કે જેનું નામ સારંગદેવ હતું તે જેવો કમળાવંતીને ભેટવા જાય છે તેવોજ તેને તે ઇસારો કરી બીજા ઓરડામાં લઇ ગઇ.

ફક્ત રાજ્ય મહેલમાં કમળાવંતી તથા રત્નસુંદરી આ અરસે હોવાથી રત્નસુંદરી તે સારંગદેવ શું કરે છે, તે ગુપ્ત રીતે નિહાળવા લાગી. રત્નસુંદરીને આ જોવાથી પોતાનો કોલ સાચો થયો એવું માલમ પડયું, કારણ કે અત્યારે તેણે કમળાવંતી સારંગદેવને ચરણે નમતી તથા અતીશય હાવભાવથી ભેટતી જોઇ અને આખરે તિક્ષણતાથી જોયાથી ખબર પડી કે કમળાવંતી તે ઉમરાવ સાથે કામ ભોગ કરવાની તૈયારી કરે છે માટે રાજાના ખાનગી ઓરડામાં જઇ ચોગમ જોયું તો પોતાના કહ્યા પ્રમાણે પત્ર ચોંટાડેલ દિઠા પડયો એ પત્ર વાંચી જોવાથી તેને ખબર પડી કે નૃપ પોતે આજની ચાંદની પ્રધાનને ત્યાં ગુજારવાના છે તેટલા

માટે તેણે એક પત્ર નૃપ ઉપર લખ્યો અને એક કિંકર સાથે પ્રધાનને ત્યાં તે મોકલાવ્યો. આ પત્રમાં એવું દરશાવ્યું હતું કે નૃપે જાતે અહીંયા શ્વાસોશ્વાસ પધારવું.

જ્યારે તે પત્ર નૃપના હસ્તમાં પ્રધાને આપ્યો તેવોજ તે ઘણોજ હરખીત થયો અને વાંચી જોયું તો તેને ખબર પડી કે મારી મહિષીએ કંઇ મોહકાણુ વાળી દીધી છે અરે અફસોસ ! અફસોસ !! ટુંક સમય વિચારમાં પણ નહીં વિચારમાં ગાળ્યા પછી તે આવા કુકર્મનો અટકાવ કરવા સારૂ ત્વરાથી પોતે ત્યાંથી પોતાના પ્રાસાદ તરફનો માર્ગ લીધો અને ઘણી સમય સૂચકતાથી અણજાણીતપણે પોતાનો ખાનગી ઓરડો કે જ્યાં જોગીવામાં તેની ખોટી જોતી હતી ત્યાં નિરભય પણે આવી પહોંચ્યો. પોતે સઘળી વાત શ્રવણ કીધા પછી તે પાર્થિવ જ્યાં કમળાવંતી ને સારંગદેવ પ્યારના વેશમાં નિંદ્રાવશ થયા હતા ત્યાં જઇ પુગો અને વાતાયન ઉઘાડી હોવાથી ઘણીજ સ્વાસ્થ્ય ભરેલી સ્થિતિમાં છપર ખાટની હેઠલ, ઉઠયા પછી તે ઉભય શું કરશે તે નિહાળવા પોતાની તરવાર સહિત બેઠો.

ટુંક અવસર ગયા પછી બને જાગૃત થયાં અને એટલા-

માં પોતાની નગ્ન અસિ કાહાડી તેઓની સમક્ષ ઉભો રહ્યો. પોતાનો વડો ઉમરાવ સારંગદેવ જે ઘણા વરસથી તે રાજનની સેવા કરતો હતો તેને અને પોતાની વરતનુ સ્ત્રી જેને પોતે પતિવ્રતા જાણતો હતો તેને ધીકાર ભરેલા શબ્દો બોલ્યો.

પણ જ્યારે પોતાના લાલચોળ થયેલાં નયન આ કૂકર્મ જોયાથી અતીશય ક્રોધાયમાન થયાં એટલે કે પોતે ક્રોધાયમાન થયો ત્યારે તે નૃપને હત્યા શું છે તે નજરે પડયા વગર તે રાજા તે ઉભયનો વધ કીધો.

જયચંદરાય આ અઘોર કૃત્ય કીધા પછી તે દીવાનખાનાના દ્વાર ઉઘાડી પોતાની દર્શનીય સ્ત્રી જોગીવામાને બોલાવી સરવે વૃતાંત કહી સંભળાવ્યો આ કૂર કૃત્યને માટે તેણે તે ભૂભૃતને ઘણો ઠપકો આપ્યો પણ છેલ્લે કહ્યું કે તેમાં આપનો કાંઇ વાંક નથી. કારણ કે વિનાશકાળે વિપરીત બુદ્ધિ માટે તે વિશે આપને કાંઇ ખેદ પ્રાપ્ત કરવો નહિ. પછી તે ભૂપે તે જોગીવામા સાથે પોતાના લગન કીધાં અને પોતાનો કાળ સુખચેનમાં નિર્ગમન કરવા લાગ્યો.

હવે હસ્તિનાપુરના રાજાને લીલાવંતી કહે છે કે આ તો એક ટુંક દૃષ્ટાંત છે; પણ હવે બન્યું તે બન્યું માટે મારી સાથે તારે હવે સુખચેનમાં દિવસ ગમન કરવા.

હવે શુકની શું ગત થઇ તે વિશે વાંચનાર સજ્જન-ને કહેવું જોઇએ. તે શુક ત્યાંથી ઉડીને ધારાવતી નગરી-માંથી જે સિપાઇ પરવરતો હતો તેની બરોબર ઉડતો ગ-યો જ્યારે પ્રાતઃકાળ થયો ત્યારે તે શુકે પોતાના સરદાર માનસિંહને લશ્કરની વચ્ચે બિરાજેલો જોઇ તેના જમણા પાણ ઉપર જઇ બેઠો ત્યારે માનસિંહે તેને પુછયું કે શું કંઇ કુશલીન ખબર લાવ્યો છે?

તે સલક્ષણો પોપટ બોલ્યો કે હસ્તિનાપુરનો રાજા આપણી નગરીનો રાજા થઇ બેઠોછે અને તેના મહેલમાં તાલ મૃદંગ વગેરે થતાં હતાં તે સાંભળી તારા ઘરની ધંરૂણી કામાતુર થઇ તે મહીપતિ પાસે ગઈ. પોપટનાં આવાં વેણ સાંભળી માનસિંહ ઘણો ક્રોધાયમાન થઇ તે શુકે વળતી કહ્યું કે તું ખરેખરૂં બોલ એમ કહી તે તેને મારવા ગયો એટલે તે ત્યાંથી ઉડી ગયો, તેને પાછો બો-લાવી માનસિંહે પોતાના હસ્ત ઉપર બેસાડયો તથા તેની

આગળ વારિ ધરી પુછ્યું કે મારી પ્રેમદા વિષે ખરેખરી વીગત મને કહી સંભળાવ ત્યારે તે શુકે કહ્યું કે પરમેશ્વરની આણ લઇ તમને ખરેખરો વૃત્તાંત સંક્ષેપે કહી બતલાવું છું તે સાંભળો. એમ કહીને તેણે સદરહુ બનાવ સવિસ્તર ટુંકમાં કહી સંભળાવ્યો. પોતે તપસીલવાર સાંભળી લીધા પછી માનસિંહને ચિત્તમાં એવું જ્ઞાન પ્રગટ થયું કે મારી પ્રેમદા રામા ચરીત્ર રમી હશે. પોતાની ગુપ્ત વાતનો ભેદ કોઇને માલમ પડ્યા વગર પોતે એકલો સ્વાર થઇ તથા પોપટને સંગાથે લઇ તે એકદમ પોતાના સ્વદેશ તરફ પાછો ફર્યો પણ વાટમાં તેને ખબર મળી કે હસ્તીનાપુરનો રાજવી પાછો પોતાના સ્વદેશ તરફ કુચ કરી ગયો છે આવાં વેણ સાંભળી માનસિંહે પોતાના અશ્વને હસ્તીનાપુર તરફ ઉપાડી મૂક્યો અને એટલામાં પોતાના અશ્વને ખેડતો ખેડતો ત્રણેક દિવસ પછી તે હસ્તિનાપૂરમાં આવી પહોંચ્યો અને જોયું તો ગામની ભાગોળે તથા દરેક સ્થળે ચોકી પહેરા રાખ્યા હતા. તેણે કોઇ માનવીને પુછ્યું કે આટલું બધું લશ્કર શા સારૂ ગોઠવેલું છે? ત્યારે તે પુરૂષ બોલ્યો કે અમારા રાજાએ હમણા ગામમાં આવીને આ

ચોકી પહેરા રાખ્યા છે તેનું કારણ શું છે તેની કોઇને ખબર નથી માનસિંહ ત્યાંથી એક માલણનું ઘર હતું ત્યાં ગયો અને અશ્વઉપરથી ઉતરીને તે માલણના ગૃહવિષે દાખલ થયો અને માલણને કાંઇક પૈસા આપી રાજી કીધી અને ત્રણ ચાર દિવસ રહેવાનું તેને કહ્યું.

ત્યારે પછી માલણને તેણે કહ્યું કે મારો વૃતાંત જે હું તને કહી સંભળાવું છું તે તું સાંભળ માલણે તેનો સઘળો વૃતાંત શ્રવણ કીધા પછી તેને કહ્યું કે મારી તારી વચ્ચે કાંઇ ભેદ નથી, માટે મારા પુત્ર, જે કામસર તું અહીં આવ્યો છે તેમાં ફતેહ મેળવ. એ દિવસ માનસિંહે ગામ નિરખવામાં તથા લીલાવંતી કયા અવાસમાં રહે છે તેમાં ગુજાર્યાં; તેને પછી ખબર પડી કે રાજ મહેલમાં તે કામિની તે રાજા સહિત રાત્ર દિવસ ગુજારે છે અને ત્યારે વર્ષાઋતુ હોવાથી રાત ઘણી અંધારી તથા ભયાનક થતી હતી તેથી એક શુભ ચોઘડીયું જોઇ ઢાલ તરવાર તથા કટાર કરમાં ધરી રાજ મહેલ આગળ આવી પહોંચ્યો તથા પાટ લાઘો રાજ મહેલની બારી સૂધી ફેંકી તથા દ્રઢ ચિત્ત રાખી તે બારી સૂધી ચઢી ગયો અને નિહાળતાં માલુમ પડયું

કે તે દુષ્ટ ભુપ તથા જારિણી ભર નિંદ્રામાં સુતાં હતા અને દશ વીશ દીપક પ્રગટેલા. હતા. આવો લાગ જોઇ માનસિંહ તરતજ મહેલમાં દાખલ થયો ને શામાના કેશ પકડ્યા તેથી તે તરતજ જાગ્રત થઇ અને માનસિંહને જોઇ તે મનમાં વિચારવા લાગી કે હવે મારૂં નિશ્ચય મોત આવી લાગ્યું છે. તે વખતે માનસિંહ પોતાના હાથમાં કટાર લઇ કહ્યું કે જો તું એક પણ શબ્દ વદીશ તો તને આ કટારને શરણે કરીશ અને આ પાપીનું મસ્તક છેદીશ પણ જો તું કઇ શબ્દ નહિ બોલીશ તો તને હું જીવતી મુકીશ અને પોતાના કરમાં કંઇ ચીજ લઇને માનુનીને કહ્યું કે તારી જીભ બહાર કાઢ અને આ મને તારી જીવ્હા ઉપર મૂકવા દે. ત્યારે તે સુંદરીએ પોતાને ફસાએલી જોઇ પોતાની જીભ બહાર કાઢી કે તરતજ માનસિંહે પોતાના કરવતી પકડી લીધી અને હસ્તીનાંપૂરનો રાજા જે ચકચકીત રત્ન તથા કનકના ખાટ ઉપર પોઢેલો હતો તેને નિંદ્રાવશ મુકીને જે યુકતીથી આવ્યો હતો તે યુકતીથી પાછો ઉતરીને તથા પોતાની વધુને સાથે લઇ અશ્વ ઉપર ચઢી તથા પેહેરા ઉપર એક પ્રતીહાર જે પેહેરો કરતો હતો તેનો વધ કરી મૂછે તાળો દઇ પોતાના અશ્વને તે ચતુરા સહીત ખેડી મૂકયો.

જ્યારે તે ભૂપ નિંદ્રા રહીત થયો ત્યારે તેણે જોયું તો લીલાવંતીને સેજમાં દીઠી નહિ તેથી પોતાના લશ્કરને પાછળ આવવાનું કહી પોતે વિદાય થયો.

આ દુષ્ટ જારિણી લીલાવંતી સપડાણમાં હોવા છતાં પોતાના મોતીના હાર તોડતી જતી હતી અને તે વેરતી હતી જેથી કરીને હસ્તિનાપુરનો નૃપ તેને પાછી મેળવવાને પ્રાતઃકાળે પાછળ લાગે ત્યારે તે લીલાવંતીનો મુકામ આ મોતીઓની નિશાનીથી મેળવી શકે.

પ્રમાણિક માનસિંહ પ્રાતઃકાળે એક સરોવર આવ્યું ત્યાં આરામ લેવાને પોતાના અશ્વ ઉપરથી ઉતર્યો એટલામાં હસ્તિનાપૂરનો નૃપ જે માનસિંહની પાછળ લાગ્યો હતો તે ત્યાં આવી લાગ્યો અને આવતાંને વાર માનસિંહ સાથે મલ્લયુધ્ધ પ્રારંભ કીધું કારણ કે તેની પાસે કંઈ અસ્ત્ર નહોતું કે તે માનસિંહને મારે, આવી રીતે લડાઇ કરે છે એટલામાં લીલાવંતી જે હય ઉપર બેઠી હતી તેણે તે ભુપને ચેતવ્યું કે માનસિંહની કમરે કટાર છે તે કાઢી લઇ તેને મારી નાંખ. પણ તે મૂઢ કાંઇ સમજ્યો નહિ અને શું શું કરવા માંડયું એટલામાં માનસિંહે પોતાની કમરેથી કટાર

કાઢી અને તે કામનીને કહ્યું કે અંતે પણ તેં મને મારી નાખવાની કલ્પના કરી હતી પણ તારા શબ્દએ મને ઓસીંગણુ આપ્યું કારણ કે તેં મારા ઘરમાં ખાધું પીધું હતું.

એમ કહીને આ ચતુર માનસિંહે દાવ આવેથી તે ચંડાળને દસ વીસ ઘા એવા તો માર્યા કે તે હસ્તિનાપુરનો ભૂપ તરતજ મોતને શરણે થયો. આવું કૃત્ય જોઇ લીલાવંતીએ અશ્વ ઉપરથી નીચે ઉતરી તરતજ તે સરોવરમાં ડુબકી મારી. આ જોઇ માનસિંહ તેને બહાર કાઢવાને વાસ્તે તળાવમાં પડયો અને બળ કરી તથા તેનો હસ્ત ઝાલી તે કામનીને બહાર કાઢી લાવ્યો અને પોતાના અશ્વ ઉપર તેણીને બેસાડી પોતે ત્યાંથી પોતાના સસરાનું નગર જે થોડે દુર હતું ત્યાં ગયો અને ત્યાં એક દીન રહી તે સુંદરીને તેના પીયરમાં મુકી રવાને થવાની તૈયારી કીધી. ત્યારે તેના "સસરાએ કહ્યું કે અરે ગુણસાગર માનસિંહ, તમે શા સારૂ મારી પુત્રીને તજી પોતાના નગર તરફ રવાના થાઓ છો? ત્યારે માનસિંહે કહ્યું કે નિમકહરામી પ્રેમદા સાથે પ્રેમ બાંધી રાખવો એ જીવની હાણી છે. એવું સાંભળી તેના સસરાએ પૂછયું કે, કૃપા કરી આ ગરીબ

સેવકને તે વિષે વૃતાંત કહી સભળાવશે. ત્યારે માનસિંહે અથથી ને ઇતિ સુધી સઘળી બિના કહી સંભળાવી આ સાંભળી તેના સસરાએ તરતજ પોતે પોતાની પુત્રીનું શીર છેદી નાંખ્યું. ત્યારે માનસિંહે કહ્યું કે જો તમારે મારી નાંખવાની મરજી હોત તો મને અગાઉથી ચેતવવું હતું કે જેથીકરીને હું તેને દાશી કરી મારા મંદીરે રાખત.

ત્યાંથી માનસિંહ પોતાની નગરીમાં ગયો તો નગરીમાં ભૂપ હજુ સુધી આવ્યો ન હતો તેથી પોતે રણ સંગ્રામમાં પાછો ગયો અને સત્રુના લશ્કરને પાયમાલ કરી પોતાના ભુપ સહિત ધારાવતી નગરીમાં આવી સુખે કાળ ગુજારવા લાગ્યો.

આવી રીતે કાળ ચમનમાં ગમન કરતો એક તમિસ્ત્રાને સમયે જ્યારે માનસિંહને રાજા સહિત પુરની ચરચા જોવા નીકળ્યો હતો ત્યારે નૃપે પૂછ્યું કે શું તારી સકુમાર સુલક્ષણી તેના પીયેર ગઇ છે? ત્યારે માનસિંહે તેને કહ્યું કે તેઓ ક્યારની સરણાંગત થઇ ગઇ છે. અરે તારી સુભગા પ્રાણ તજી ગઇ? હા મુરબ્બી. ત્યારે પાર્થવી બોલ્યો કે. હે માનસિંહ! શું તે આ પૃથ્વી ઉપર સુકૃત કરીને દેવાગત થઇ? ના પૃથ્વીપતિ, એમ બોલી માનસિંહે સઘળા

બનેલા બનાવનું વિવરણ કર્યું. ભૂભ્રત કહે તેં બીજી વલ્લ-ભા સાથે લગ્ન કીધું કે નહિ? ના રાજાજી. ત્યારે ચંદ્રવિ-જયે પોતાના મન વિષે એવો ગુપ્ત વિચાર કીધો કે મારે તેને પાછો પરણાવવો તો જોઇએ. પણ નૃપને તે સમયે યાદ આવ્યું કે તેની આગલી પત્ની રૂપસુંદરી છે. આ અવસરે તે ભૂભ્રતે તેને પૂછ્યું કે પતિવ્રતા રૂપસુંદરી કયાં છે? ત્યારે માનસિંહે કહ્યું કે, હું તેની સાથે પ્યારમાં નથી. તે ટાણે ચંદ્રવિજયે તેને પુછ્યું કે તે તારૂં મન રીઝવવા આવે છે કે નહિ? ત્યારે માનસિંહે તેને કહ્યું કે હા મુરબ્બી તે સદૈવ મારી આગળ અસલી ભૂપોની તથા સાધારણ માનવીની વાર્તા અલંકારયુક્ત કહે છે. આ સમયે ચદ્રવિજયે તેને કહ્યું કે તે રાત્રિએ આવે છે કે દિને? માનસિંહ બોલ્યો કે રાત્ર સમયે. આ સાંભળી ચદ્રવિજયે જાતે તેને મહેલ જઇ છુપી રીતે તે રસીક વાર્તાઓ શ્રવણ કરવાનો નિશ્ચય કીધો અને માનસિંહને કહ્યું કે તે વાર્તાઓ હું ગુપ્ત .રીતે સાંભળવાને ચાહું છું ત્યારે માનસિંહે કહ્યું કે સુખે પધારજો.

## રાત પહેલી.

પ્રાચીન કાળમાં હસ્તિનાપુરમધ્યે ચરણોવિજય નામે રાજા

રાજ કરતો હતો તે જો કે ભણેલ તથા જ્ઞાનવંત હતો તોપણ આશ્ચર્યકારક બનાવ કોઇને કોઇ દહાડે બનાવવા કહ્યું હોયતો તેની પાસે પૂર્ણ કરાવ્યા વગર રહેતો નહિ. આ નૃપની કચેરીમાં ચતુરસીંગ નામે હસમુખો પ્રધાન હતો. તેને એક દિવસે ચરણોવિજય રાજાએ પોતે આ મહિ ઉપર નહિ થયેલ સાનંદાશ્ચર્ય કૃત્ય કરવા કહ્યું અને તેને એવું કહ્યું કે જો આ કૃત્ય તું એક માસમાં જો નહિ બતાવીશ તો તને ફાંસીની શિક્ષા મળશે. તેથી ચતુરસીંગે તે ભૂપાળ પાસેથી કંઇ ચોક્સ રકમ પોતાના ઘરપોષણને માટે માંગી લીધાં તથા ચરણોવિજય પાસેથી એવી કબુલાત લખાવી લીધી કે જે કંઇ હું ચમત્કારી કામ કરૂં તે વિશે આપને કંઇ ક્રોધાયમાન થઇ મને મોતને શરણે કરવો નહિ.

ચતુરસીંગે આ સનદ લખાવ્યા તેનું કારણ હું વર્ણવું છું કે નામાંકીત કવિ હોમરે પોતાની ગ્રીક ભાષામાં રચેલું ઈલીઅડ નામનું પુસ્તક જેની અંગ્રેજીમાં એવી પ્રશંસા થઈ છે કે;—

Read Homer once and you can read no more
For all books else appear so mean so poor,

Verse will seen prose but still persist to read
And Homer will be all the books you need."

એક વખત હોમર વાંચી જોયાથી તમોને બીજું વધારે વાંચવું ગમશે નહી કારણકે સઘળી ચોપડીઓ ઘણીજ નબળી અને વ્યર્થ દેખાશે અને પદ્ય હશે તે ગદ્ય માલમ પડશે; પણ બીજું વાંચવાને ખંતી રહેજો અને હોમર કવિત છે તે બધી ચોપડીઓની ગરજ સારશે.

વળી આ પુસ્તકનું ભાષાંતર કર્ત્તા પ્રખ્યાત કવિ અલેકઝાંડર પોપે પોતાની અંગ્રેજી લીપિમાં કવિતા રૂપે તેનું જે ભાષાંતર કીધુંછે જેને માટે મીલ્ટન, બાયરન, કુપર, સ્કોપ, ડ્રાઈડન, અને રેનલ્ડ જેવા કવિ તથા લખાણ લખનારાઓ તેને કવિઓમાંનો સર્વોતમ ગણી ગયા છે તેણે ઈલીઅડના ચોવીસ પુસ્તકમાંના પ્રથમ પુસ્તકમાં એકસો એકથી એકસો છ લીટી સુધી એવું લખ્યું છે કે,—

Chalcas says to Achilles,—

For I must speak what wisdom would conceal,
And truths invidious to the great reveal;
Bold is the task when subjects grown too wise,

Instruct a monarch whore his error lies ;
For though we deem the short-lived fury past,
'Tis sure the mighty will revenge at last."

કાલકાસ એકીલીસને કહે છે; કારણ કે, મારે પ્રજ્ઞો જે છુપું રાખવાને ચાહે તે બોલવું પડશે અને સચ્ચાઈ જે મોટા પુરૂષોને અવગણના ભરેલી હોય છે તે જાહેર કરવું પડશે; જયારે પ્રજા ઘણીજ ડાહી થઇને રાજાની કાંઇ ભુલ થાય છે તે બતલાવે તે કામ ભયંકર છે કારણ કે જો કે આપણે એવું ધારીએ કે રાજાનો થોડો વખત રહેલો ગુસ્સો શાંત થઇ ગયો હશે પણ એટલું તો ખચિત છે કે શુરા પુરૂષો અંતે વેર લીધા વગર મૂકે નહીં.

આ વખતે ચતુરસીંગને એવું કરવાની ઈચ્છા હોવાથી રાજા આગળથી વચન માંગી લીધું. હવે ચતુરસીંગ પોતાના ઘરમાં પંદરેક દહાડા સારી રીતે ગુમાવ્યા અને વીસમે દિવસે પોતે જાણી જોઈને રાજ દરબારમાં ગયો નહી અને પોતાના પુત્ર સાથે એવો સંદેસો મોકલાવ્યો કે આજ દિને ચતુરસીંગ ઘણોજ માંદો પડયો છે. અહીંઆં ચતુર-સીંગે એવી કલ્પના પોતાના પુત્રને સુચવી કે તમારે આજદિને

લાકડાનું પુતળું કરીને રાતોરાત કોઈને ખબર નહી પડે એવી રીતે તેને બાળી આવવું અને અરૂણોદયને સમયે રાજાને એવું જાહેર કરવું કે આજદિને ચતુરસીંગ સ્વર્ગવાસી થઈ ગયો. આ યુક્તિ તેના પુત્રોએ કરી ચરણોવિજય રાજાને પોતાના પીતાએ મનન કર્યું હતું તે કહી દર્શાવ્યું. આ પછી ચતુરસીંગ છ મહીના સુધી પોતાના ઘરમાં ગુપ્ત રીતે રહ્યા તેથી પોતે પોતાના વાળ ઉતરાવી શક્યા નહી. તે કારણથી તેનો અદ્ભૂત દેખાવ થયો. આ વખતે ચતુરસીંગે પોતાના વિશ્વાસુ કડિયા તથા સુતારને બોલાવી એવું કહ્યું કે, તમને મોંઢે માંગતા પૈસા આપીશ, પણ તમારે આજની રજની ચન્દ્રથી પ્રકાશીત હોય એટલામાં તમારે અરીસા, સુવર્ણ તથા રૂપું જડીને એવો સુશોભિત મહેલ બનાવવો કે રવિના કિરણથી ઇન્દ્રપુરીની માફક ઝકઝકાટ થઈ રહે. આ કામ નીશા સમયે કોઈ ન જાણે તેમ કરવામાં આવ્યું હતું. બીજે દીવસે ચતુરસીંગ રાજાના જેવો પોશાક પહેરી રાજ-કચેરીમાં ગયો. આ સમયે રાજા તથા કચેરીના બીજા સભાસદોએ તેને ઓળખ્યો નહી એટલુંજ નહી પણ આવો ચમત્કારી દેખાવ જોઈ ઘણા આશ્ચર્ય પામ્યા. ચરણોવિ-

જય રાજાએ તેને પૂછ્યું કે આપ કોણ છો? ત્યારે ચતુરસીંગ બોલ્યો કે શું મહેરબાન તમે મને ઓળખતા નથી? ત્યારે નૃપ બોલ્યો નાજી. ત્યારે તે બોલ્યો અરે સાહેબ, હું આપનો હસમુખો પ્રધાન ચતુરસીંગ છે અને હું અહીંયાં કેવી રીતે આવ્યો તે તમને કહી બતાવું છું એમ કહી ચતુરસીંગે નીચે પ્રમાણેનો વૃતાંત કહી બતાવ્યો.

મેં અહિયાંથી મરી સ્વર્ગમાં વાસો કીધો અને ત્યાં ઈન્દ્રરાજાની પૂર્ણ મહેરબાની હોવાથી મને મારો તમારી આગળ થયેલો ભવ ઈન્દ્રરાજાએ વર્ણવી બતાવ્યો. આ સાંભળવાથી મને સુદ્ધી આવી કે, હું ચરણોવિજય રાજાનાવચને કરી બંધાયેલો છું મેં ઈન્દ્રરાજાની પાસેથી આપને સારૂ તેની સ્વીયા અપસરા અને ઈન્દ્રરાજાને રહેવાનોજ મહેલ મારી સાથે લઈ આવેલો છું.

આ પ્રાસાદની વાતાયણમાં તે ઈન્દ્રપરી આટાણે ઉભી હશે માટે આપ તથા સર્વ કચેરીના માણસોએ અવશ્ય ત્યાં પધારવું જોઈએ. આ સમયે ચરણોવિજયે ખુશી થઈ જેમ બને તેમ ત્યાં જવા ત્વરા કરવા કહ્યું. ટુંક સમયમાં સઘળા

રાજદરબારી માણુસો તથા પ્રજાને કાને પડવાથી રૈયતનો ઘણો ખરો સમુદાય તૈયાર થયો. હવે ચતુરસીંગ તેઓને જ્યાં પોતે મહેલ બંધાવ્યો હતો તે જગ્યાએ લઇ ગયો.

આ સમયે ચરણોવિજય નૃપતિ બોલ્યો કે, હે ચતુરસીંગ! અહીંયાં તો અપ્સરાબપ્સરા કંઈ નથી ફક્ત આ સુશોભિત મહેલ છે. ચતુરસીંગે કહ્યું કે, સાહેબ, દેવતાઇ કામ કોઇ વર્ણશંકર જોઇ શકતો નથી; એટલામાં બીજા પુરૂષો ચતુરસીંગને ટેકો આપી બોલ્યા કે, હા સાહેબ, એ વાત સત્ય છે. ચતુરસીંગ વળી મોણ ઘાલી બોલ્યો કે, રાજાજી, તમે ફરીથી નિહાળી જુઓ

રાજા ચરણોવિજયે સુક્ષ્મદૃષ્ટિ કરી જોયું તો ત્યાં વાતાયન સિવાય બીજું કંઇ તેની દૃષ્ટિએ પડ્યું નહિ.

વળી ચતુરસીંગે ફરીથી ભૂભૃતને પુછ્યું કે તમે પેલા અરીસાની નજદીક ઉભી રહેલ અપ્સરા જોઇ કે નહિ?

ચરણોવિજયે મનત માન્યું કે જો હું ના કહીશ તો વર્ણશંકરમાં ખપીશ માટે તેણે તોપ મારી કહ્યું કે, હા, જો પેલી ઉભી ઉભી મને બોલાવે છે તેજ કે? ચતુરસીંગ કહે

હાજી તેજ તેજ. આ પ્રમાણે સઘળાને હા પડાવી સર્વ રાજ- દરબારીને પુછયું કે તમે મહેલ જોવા આવશોજી? "સર્વ જણે હા કહેવાથી ચતુરસીંગે તેઓને નીચે પ્રમાણે વર્તવાને કહ્યું." સર્વે જણોએ મહેલની અંદર દાખલ થયા અગાઉ હું જે વસ્ત્રો તમને આપું તે આ વસ્તીના સમુદાય વચ્ચે તમારા વસ્ત્રો ઉતારી પહેરવાં જોઇશે પણ જેઓ વર્ણશંકર હશે તે આ વસ્ત્રો જોઇ શકશે નહી માટે વર્ણશંકરે આ કૃત્ય કરવા હાથ ઘાલવો નહી, માટે હું જે વસ્ત્રો લાવું તે વિ- ચાર કરી પહેરી લેજો પણ કોણ આવવાને સામિલ છે તે મને મહેરબાની કરી બહાર આવી મુખડાં પ્રગટ કરશોજી. જેઓ બહાર આવી પ્રગટ થયાં તેઓને એક બાજુ લઇ જઇ પોતે ખોટો ઢોંગ કરી મહેલમાંથી જાણે વસ્ત્ર લઇ આવતો હોય એવું ડોળ કાઢી પાછો પ્રાસાદમાંથી ફકત રાજા સારૂં વસ્ત્ર લાવ્યો અને બીજાને સારૂં ખાલી મૂંઠી વાળી આવ્યો. ચતુરસીંગે આવી રાજાને વસ્ત્ર ખરેખરાં આપ્યાં તેનું કારણ એ હતું કે સઘળાઓને પોતે નગ્ન કરી વસ્ત્રબસ્ત્ર આપવાનો નહોતો, પણ રાજા, ક્રોધાયમાન થઇ ફાંશી દઇ દે તેટલામાટે રાજાને તેણે વસ્ત્ર પહેરવાં આપ્યાં. આ કામ

કીધાં પછી રાજા અને નગ્ન દરબારીને મહેલની અંદર લઇ ગયો. કોઇ એમ વિચાર કરશે કે તેઓને કેવી રીતે લુંગડાં આપ્યાં? તો હું કહું છું કે પહેલાં એકનાં વસ્ત્ર ઉતરાવી પોતાના હાથમાંથી વસ્ત્ર આપતો હોય તેમ ઢોંગ કરી ખાલી વસ્ત્ર આપ્યાં.

હવે નૃપને ચતુરસીંગ જ્યાં આરસી ગોઠવી હતી ત્યાં લઈ ગયો અને કહ્યું કે જુઓ છો કે મહેરબાન! તમને તેણી પોતાના નાજુક હસ્તોવની ઇશારત કરી બોલાવે છે. ચરણોવિજય બોલ્યો અહા! જેના કેશની અંદર વિવિધ પ્રકારનાં પુષ્પો હોવાથી જાણે મનોહરો પવન બની રહ્યા હોયની, લલાટતિલક વળી રવ્યોદયની પેઠે રાતું બની રહ્યું છે! વળી દિવ્ય કાંતી વચ્ચે કર્ણના કુંડળ હોવાથી જેના રૂપની સીમાજ રહી નથી! નેત્રમાં મંજુળ કજ્જલના પ્રભાવથી મુખની સબી જેની અતિશય દિવ્યમાંન દેખાય છે! જેના ગાલો તો ગુલાબના ગોટાજ હોયની! જેના દંત તો દાડમની કળીજ હોયની! જેના રક્ત બીંબોષ્ટ તો ખરખર હસ્તા રહ્યાં છે, જેના કંઠ વિષે સુવર્ણમાં હીરામાણેક રત્નજડિત આભુષણ હોવાથી કામદેવના રાગનું એક સ્થાનજ બની રહ્યું છે, પુષ્પની વેણી તો

જાણે બીજની રાશીકમાન હોયની! વળી મસ્તકને વિષે શીરોભુષણનાં ઉત્તમ રત્નો જેમ ઈન્દુની આસપાસ તારક શોભેછે તેમ મસ્તકની આસપાસ શોભી રહ્યાં છે! વળી જેની ભુજાને વિષે બાજુબંધ, કટિને વિષે કટિમેખલા, ચરણોને વિષે નેપુર, હસ્તને વિષે સુંવર્ણનાં કંકણુ, મનગઠા, સાંકરાં, અંગુળીઓમાં વીછિઆ એવતરોગે અલંકારોથી અને દિવ્યાંબરથી સર્વાંગની શોભામાં કાંઈ ન્યુનતા રહી નથી. આહાહા! એવી પ્યારી મેળવવા કોણ ઈચ્છે નહી? એટલામાં ચતુરસીંગ બોલ્યો કે, શું તેની લાવણ્યતા (એક કોરે જઈ) કે તમારા જેવા જોઈ દિગમૂઢ થઈ જાય. આ સઘળું કર્યા પછી ચતુરસીંગે રાજાને કહી બતાવ્યું કે અહીંઆ બાપ સિવાય બીજું કાંઇ નથી. ફકત મેં આપના વચને બંધાઇ જઇ આ જગતને વિષે નહિ થયેલ આશ્ચર્યકારક તે સાથે હસાહસી ભરેલ ખેલ કરી બતાવ્યો છે. હું કાંઇ મૂત્ય પામ્યો નથી અને આ પ્રાસાદ પણ ઇન્દ્રરાજાનો નથી.

આ વખતે ભૂપે હસ્તે હસ્તે ચરતુસીંગને કહ્યું કે, હવે તારી સઘળી પંચાત છોડી દઈ નગ્ન રાજદરબારીઓને તેઓના ગુપ્ત રાખેલ વસ્ત્ર અર્પણ કર. આ કીધા પછી તે પાર્થિવે

ત્યાં સભા ભરી સઘળી વાત ચતુરસીંગ પાસે સંક્ષેપે કહેવડાવી.

મધ્યાનરાત્રી થવાથી રાણી રૂપસુંદરી ઘણા કાલાવાલા કરી સોથ થઈ ત્યાં પડી રહી. ચંદ્રવિજય પોતાના મહેલે માનસિંહ સાથે ભેટી રવાને થયો.

---

## રાત્ર બીજી.

# ગુલમીસ્તાનની કથા.

એબ્લીસ્તાન નામે ભૂપ નઝરગમર નામે દ્વીપમાં રાજ કરતો હતો તેને ગુલરૂકશાં નામે રાણી હતી. આ રાણી જાદુગીરીનો ધંધો સારીપેઠે જાણતી હતી. પણ પોતાના દેશવિષે કાંઇ બગાડો કરતી ન હતી. રાજા એબ્લીસ્તાન તથા રાણી ગુલરૂકશાંએ ત્રીશેક વર્ષ તો ખુબ ચમનમાં ગુજાર્યા પણ કાંઇ છોકરૂં પ્રાપ્ત થયું નહિં.

એક દિવસને સમયે જ્યારે તે વર વહુનું જોડું વાતાયનમધ્યે વાતચીત કરતું હતું તેવામાં કોઇ જાદુગરે આવી

ગુલરૂકશાં ઉપર પોતાના હસ્તમાં રાખેલી કાળી માટી ઉરાડી. આ વખતે ગુલરૂકશાંએ જોયું કે મુજને કંઇ ફળ પ્રાપ્ત થવાનું છે તેટલા માટે પોતે રાજાથી ગુપ્ત રીતે મહેલની નીચે ઉતરી અને બક્ષાં નામના રાક્ષસે આપેલો લીલો પહેરવેશ પહેર્યો. વસ્ત્ર પહેર્યા પછી ગુલરૂકશાં પોતાના નગરના કિલ્લાની બહાર આવી પોતાની સાથે રાખેલી કટાર મ્યાનમાંથી કાઢી તેણે તે ગગનભણી ઉરાડી. આ કટારનો ઉપર જતાં કડાકો થઇ ભડકો થયો.

આ ભડકો એકદમ ધુમાડાના આવેશમાં બદલાઇ જઇ ચોમેર ઝું ઝું કરતો પથરાઇ ગયો અને થોડી મુદતમાં બક્ષાં રાક્ષસ જેનું નાક તો હાથીની સુંઢ, જેના કર્ણ તો સુપડાં જેવાં જેના દંત તો દાતરડા જેવાં, જેનું ઉદર તો પદમસી પેટ જેવું એટલે કે ગણપતિના જેવું અને આવા વળી બેડોળ આકારમાં આંખ ઘણી સુક્ષ્મ હોવાથી તેનું રૂપ ભયાનક બની રહ્યું હતું તેવો તે પ્રગટ થયો. બક્ષાં રાક્ષસ જ્યાં રાણી ઉભી હતી ત્યાં આવી કમળ રૂપી ચરણનું ચુંબન કીધું.

ગુલરૂકશાંએ કહ્યું કે ઓ મારા આશ્વિક બાંધવ આજ તુજ સરખા જેવાનું કામ મુજને પડયું છે. બક્ષાં રાક્ષસે કહ્યું કે

હે મારી પ્રિય ભગિની, તે શું કામ છે તે કહેવામાં વિલંબ કરી મારૂં અંતઃકરણ ચુંથી ન નાંખ કારણ કે મારા જેવા ભૂતને તો ફકત કોઇએ ધારેલા કૃત્ય કરવાને માટે સ્મરણ કરાય છે તેટલા માટે જે કામ માટે તેં મને સાદ કર્યો છે તે ઉતાવળથી કહે. ગુલરૂકશાંએ કહ્યું કે મારા કૃતજ્ઞ ભાઇ, જ્યારે ચાંદની પોતાના સ્વામી ચંદ્ર સાથે પૂર્ણ પ્રકાશથી વીલાસ કરતી હોય અને હજુ તો ચંદ્રનો દુશ્મન સૂર્ય પોતાના કિરણરૂપી બાણોના ટંકારા ન કરે તેટલા વખતમાં એક સુશોભિત મહેલ તારે મારી ખાતર મહેનત લઇ કરી મુકવો પડશે, પણ તેની ઉપર મંત્રનું જોશ એટલું બધું બેસાડજે કે માહરા તાહરા તથા મારી થનારી પુત્રી અથવા પુત્રના દાખલ થયા વગર કોઇ જાદુગર પણ ભાળી શકે નહીં. બક્ષા રાક્ષસે પૂછ્યું કે તે મહેલની ગોઠવણ કયા સ્થળે કરવી છે? ગુલરૂકશાંએ કહ્યું કે ચાલ હું તને તે જગ્યા બતાવું છું. બેઉ જણ ચાલતે ચાલતે એક અરણ્ય મધ્યે જઇ પહોંચ્યાં. રાણીએ તેને કહ્યું કે પેલા વડ પીપળના વૃક્ષોની ઘંટા વચ્ચે તે મહેલ તારે બાંધવો.

આ કીધા પછી રાણી પોતાના પ્રાસાદ મધ્યે ગુપ્ત રીતે આવી પહોંચી અને બક્ષાં તે ઠેકાણે અલોપ થઇ ગયો.

રાત્રિ દોઢેક પહોર રહી ત્યારે ગુલરૂકશાંએ મંત્રના યોગે ફરી પેલા જાદુગરને બોલાવીને અંધ કર્યો અને બક્ષાં રાક્ષસે બનાવેલા મહેલ મધે લઇ ગઇ. હું મહેલની છટા તે શું કહું; એક તરફ સઘળી જાતના રોપા તથા કનક માંહી જડેલા હીરામાણેક રત્નની એક વાજડી તો બંધાઇ ગઇ છે, દેવતાઇ ફુવારો તો છુટી રહ્યો છે, સઘળી ભીતો ઉપર અલગ પરીઓ રાખી તેઓના હસ્તમાં દીપક આપી રાખ્યાં છે, બીજીગમ મહેલની આરસપહાણની બનાવેલી મીણાકારી તથા રંગ પુરેલી કનકજડિત નીસરણી ઝકઝકાટ કરી રહી છે, જાતજાતનાં વૃક્ષો પોતાના યોગ્ય પક્ષી જેવાં કે મેના, પોપટ, કોકિલ, મોર, કાબર, ચકલી, દાદુર, તીતડ, સારંગ, ઈત્યદિક સાથે ક્રીડા કરી રહ્યાં છે, એટલે કે સઘળાં વૃક્ષોપર યોગ્ય પક્ષી બીરાજેલાં છે; જરા ક દૂર જોઇએ તો મોટું રાન માલૂમ પડેછે, જેના મધ્ય સ્થળે એક સુંદર ઘટાદાર વૃક્ષ ઉગેલું છે, જેની ઉપર કોકિલપક્ષી કલોલ કરે છે, મોર ટેહુ ટેહુ કરે છે, ચકલી ચકચક કરે છે, હંસ, પોપટ, તથા મેના મધુર ગાયન ગાઈ રહ્યાં છે, એવતરોગે સઘળી જાતનાં પક્ષીઓ તે વૃક્ષપર મધુર સુરથી ગાઈ રહ્યાં છે, જો કે તે

વન શાર્દુલ, વ્યાઘ્ર, વ્યાલ, શિયાળ, વરૂ, દીપડા, તથા એ-વતરોગે ભયાનક પશુઓના નાદથી ભય ઉત્પન્ન કરે છે તો પણ તે વૃક્ષને લીધે તે શાંત રસીક બની રહ્યું છે.

એક નાજુક સરિતાનું સ્થિર ઉદક તથા ચંપો, ચંમેલી જાઇ, જુઇ, ગુલાબ, ગુલબાસ, મોગરો, મરવો, પારિજાતક અને કેસુડાનાં ઝાડો પવનની મંદમંદ વૃષ્ટિથી ઢોલી રહ્યાં છે. દુરનો આવેલો પર્વત દીલચમન વૃક્ષો તથા ભૂભામિનીની લીલોતરી રૂપી સાડી, પુષ્પરૂપી સ.ડી મધ્યેના લાલ, પીળા, જાંબુડીઆ, કેસુડીઆ, કાળા, ગુલાબી તથા ગુટ્ટા લાલ, પીળા, કાળા વર્ણના બુટ્ટા, અને ઝરાની શેદોરૂપી સફેદ ચંદી જેવા હીરાના હારોથી શોભી રહ્યો છે.

ગુલરૂકશાંએ આ જાદુગરની સાથે મહેલમાં પ્રવેશ કીધો.

આ સમયે બક્ષાં રાક્ષસે પોતાના હાથ નીચેના રાક્ષ-સોની ફોજ ત્યાં તૈયાર ઉભી રાખી હતી. બાપડો જાદુગર અંધ હોવાથી તેને કાંઇ સુજ પડતું ન હતું, પણ તેની જટામાં એક કે જેને તેણે છુપી રીતે રાખી હતી તે આ ભયોત્પન્ન કરતાં રાક્ષસનાં મ્હોડાં જોઈ ધણી બીવા લાગી કે રખેને આ દેવાતાઇ પુરૂષો મને નિહાળી મારી નાંખશે.

મ્હેલમાં જ્યાં જુવો ત્યાં અસલી રાજાઓનાં ચિત્ર બેસવાને વાસ્તે ખુરસી, કોચ, સિંહાસન, હંસાસન તથા તરેહ તરેહના ગાલીચા, રમવાને માટે શેતુરંજ, ચોપાટ, ઈત્યાદિ રમતો; વગાડવાને માટે સતાર, સારંગી, વીણા, તાઉસ તથા બાજાં વગેરે જ્યાં રાખવામાં આવ્યાં છે.

આ ચોપડીનો બીજો ભાગ છપાઈ બહાર
થોડાક વખતમાં પડશે.



# કોશ.

શબ્દ. અર્થ.

અથાગ પુષ્કળ, ત્યાગ વગરનું,

અલગા છેટા, અડકતા નહીં.

અઘટિત અયોગ્ય.

અપરંપાર બેસુમાર.

અસ્વાર ઘોડે બેસનાર.

અંજન આંજણ, કાજળ.

અનમિ નહીં નમે તેવો.

અરણવ સમુદ્ર.

અવકાશ ફુરસદ, વખત.

અથાક પુષ્કળ, થાક ન લાગે એવો.

અલસ્યું એક જાતનો જીવડો.

અજા બકરી.

અમૃત મીઠું, મોતને અટકાવનાર.

અરુણ સૂર્ય.

શબ્દ. અર્થ.

અશ્વ ઘોડા.

અત્યંત ઘણુંજ,

અકળીતપણે નહીં બને એવી રીતે.

અસિ તરવાર.

અત્યાનંદ અતિ-આનંદ, ખુશ ખુશી.

અંતઃપુર રાણીનો મહેલ.

અધિરો આતુર.

અરસો વખત.

અતિશય ઘણુંજ.

અણજાણીતપણે જાણ્યા વગર.

અવસર વખત.

અઘોર જેમાં નહિ પેસાય તેવું, ભયંકર.

અટવી જંગલ.

અસ્ત્ર હથિઆર.

અંત છેડો.

અથ પ્રથમ, આદિ.

અલંકારયુક્ત સુંદર. [રેલી.

અવગણનાભરેલી ધીકારભ-

અરણોદય ( અરૂણ–ઉદય ) સૂર્યનું ઉગવું.

અદ્ભૂત અજાયબ.

અપ્સરા પરી.

અવસ્ય જરૂર.

અંગુળી આંગળામાં પહેરવાનું ઘરેણું.

અર્પણ બક્ષીસ.

અંતઃકરણ મન.

અરણ્ય જંગલ.

અલોપ ગુમ.

અંધ આંધળો

આ.

આંબવન આંબાનું વન.

આયુષ્ય મોત.

આધિન તાબે.

આનંદકારી નવાઇ જેવી.

આગીયો એક જાતનો કીડો

આભ આકાશ.

આણ દુવાઇ.

આવાસ મહેલ.

આભૂષણ ઘરેણાં.

આવેશ રૂપ.

આશ્રીક મદદગાર.

ઇ.

ઇતિ છેડો.

ઇશારત નીશાની.

ઇન્દુ ચંદ્ર,

ઉ.

ઉદક પાણી.

ઓ.

ઓચરવું બોલવું.

ઓશીંગણ ટેકો.

**ક**

કવચિતજ કદાચજ.
કલ્પના મનન, વિચાર.
કનક સુવર્ણ, સોનું
કર હસ્ત, પાણ, ભુજ્ન, હાથ.
કરવાલ તરવાર, અસિ.
કમાર્ગ ખરાબ રસ્તો.
કવિત કવિતા, પદ.
કર્ણ કાન.
કજ્જલ કાજળ.
કટી કમ્મર.
કટીમેખલા એક જાતનું ઘરેણું.
**કલોલ અવાજ**
કંકણ એક જાતનું ઘરેણું.
કંચન સોનું, સુવર્ણ.
કંથ સ્વામી, ભરથાર.
કંઠ ગળું.

કામની સ્ત્રી, રામા, ભામની.
કાન્તા સ્ત્રી, શામા.
કામ ભોગ.
કાજળ આંજણ.
કામાતુર કામને આધિન.
કામદેવ કામનો ભોગી.
કિંકરી દાસી સખી.
કુમારિકા કુવારી છોકરી.
કુકર્મ વ્યભિચાર.
કેકાણ અશ્વ, ઘોડો.
કોડ મનોર્થ.
ક્રોધાયમાન ગુસ્સે થએલો.
કૃતજ્ઞ પાડ માનનાર.

**ખ.**

ખ આકાશ, આસમાન, ગગન.
ખટખટ અડચણ.
ખંજર એક જાતનું હથીઆર.
ખંતી રહેલું મન ચાલી રાખવું.

ખાનપાન ખાવું અને પીવું.

ખાનગી છાનાનું.

ખાટ ઢોલીયો.

ખાપ આરસી.

ખેચર આકાશમાં ચરનારાં.

ખેડવું હાંકાવવું.

ખોડી ખાર.

ગ.

ગુણજ્ઞાન સમજુ, ગુણવાળો.

ગ્રહું લઊં.

ગુણકા વેશીયા.

ગુણસાગર ગુણથી ભરપુર.

ગુપ્ત છાનું.

ગૃહ ઘર.

ગુસ્સો ક્રોધ.

ગુહ્યા શામવર્ણના.

ગરજસારવી અંગ બેસાડવું.

ગ્રંથ વાંચન ચોપડી.

ગત હાલત, સ્થિતિ

ઘ.

ઘરણી સ્ત્રી. [તી.

ઘરપોષણ ઘરનું પોષણ કરવું

ચ. [વર

ચકોર એક જાતનું જાન-

ચોપાટ એક જાતની રમત

ચિંતામણી એક જાતનું રત્ન.

ચતપાટ હાંફળું ફાંફળું.

ચીલુ ચાર.

ચાંદની રજની, નીશા.

ચતુરા ચતુર સ્ત્રી.

છ.

છેદન કરવું કાપી નાંખવું.

છટા હુશીયારી.

જ.

જળચર પાણીમાં રહેનારા

જુગ લાખો વરસ.

જાર ખરાબ કામ કરનાર.

જટા ચોટલો.

જંગીવામા જોગીની સ્ત્રી.

જીહ્વા જીભ.

ઝ.

ઝાંખલગાડવી કીરતી ઓછી [કરવી.

ટ.

ટાણું વખત.

ટુંક સંક્ષેપ.

ઠ.

**ઠાંસી હારોહારમાં પરોવી.**

**ઠાઠ ભપકો.**

**ઢ.**

ઢોંગ ફીતુર.

**ત.**

તારુણી જુવતી.

તખ્ત રાજાસન.

તર્ક- કલ્પના.

તિલક ચાંદલો

ત્યાગ કરવો તજી દેવું.

ત્રિયા સ્ત્રી.

તોખાર અશ્વ, ઘોડો.

તુરંગ ઘોડો, વાજી, કેકાણ.

તિમિર અંધારૂં.

તપસીલવાર સવીસ્તર.

તારક ચાંદેળાં.

દ. [વર-

દાદુર એક જાતનું જાન.

**દમ કરવો દરદમામ બતલાવવો**

**દલ લશ્કર.**

**દહેશત ધાસ્તી.**

દંપતી નરનારનું જોડું.

દીર્ઘદ્રષ્ટીવાળા ઊંડા વિચારવાળા

દિશ પડવું દેખાવવું.

દર્શનીય ખુબસુરત.

દેવાગત મરણ.

| | |
|---|---|
| દિવ્ય | ખુબસુરત. |
| દિવ્યાંબર | દીપતાં લુગડાં |
| દ્રિગમૂંઢ | અંધ થયેલો. |

ધ.

| | |
|---|---|
| ધર્મ ધુરંધર | ધર્મનું ધોશરૂં ધરનાર એટલે કે ધર્મી. |
| ધણુ | ઢોળું. |

ન.

| | |
|---|---|
| નૃપતિ | રાજા. |
| નયન | આંખ. |
| નરેશ | રાજા. |
| નાદ | અવાજ, સાદ. |
| નરિંદ્ર | રાજા. |
| નિરગમન | સુખ. |
| નિશા | રાત. |
| નેપુર | શરીરનો ભાગ. |
| ન્યુનતા | ખામી. |

પ.

| | |
|---|---|
| પ્રેમદા | સ્ત્રી, ભાર્યા. |
| પદમની | સ્ત્રીની, એક ચોકસ જાત |
| પાખી | વિના. |
| પટકુળ | વસ્ત્ર. |
| પક્ષ | પખવાડીયુ. |
| પુષ્પ | ફુલ. |
| પણુ | નીમ, બાધા. |
| પ્રશંસા | વર્ણન. |
| પ્રતિકુળ | ઉલટું. |
| પાણુ | હાથ. |
| પહોરો | ચોકી (એક પહોરની). |
| પાણીગ્રહણ | ભોગ. |
| પટરાણી | મહિષી |
| પ્રથાવીશ | પ્રગટ કરીશ. |
| પતિવ્રતા | સતી. |
| પ્રાસાદ | મહેલ. |

પાર્થિવ રાજા.

બધ કવિતા.

પ્રજ્ઞ ચતુર પુરૂષ.

ફ.

ફરકે ફરફરે.

બ.

બેડોળ કઢંગુ.

બાંધવ ભાઇ.

ભ.

ભૂપતિ રાજા.

ભોમ સૂર્ય, રવી.

ભાગોળ દરવાજાની બહા-
રની જગા.

ભાળ કપાળ.

મહિષી પટરાણી.

ભૃત્ય ચાકર.

ભૂભૃત રાજા.

મ

મહીપતિ રાજા.

મહીલા સ્ત્રી.

મેધળ હાથી, હસ્તી.

મહેણા કડવાં બોલ.

માનુની સ્ત્રી.

મહી પૃથ્વી.

મનન વિચાર.

મનહરોપવન (મનોહર-ઉપવન)
શોભાયમાન બાગ.

મનગંઠા એક જાતનું ઘરેણું.

ય

યોગેકરી લીધે તેનાથી, જે-
[રેકરી.

ર

રામા સ્ત્રી, નારી, શામા.

રાજવી રાજા.

રાસભ ગધેડો.

રમણી સ્ત્રી.

| | |
|---|---|
| રજની | રાત, નિશા. |
| રાજન | રાજા. |
| રણસગ્રામ | લડાઈની જગા. |
| રવી | સૂર્ય. |
| રવ્યોદય | (રવિ--ઉદય) સૂર્યનું ઉગવું |
| રક્તબિંબોળ | રાતા હોઠ, (બિંબ --ઓષ્ટ.) |

### લ.

| | |
|---|---|
| લંકાપતિ | લંકાનો રાજા. |
| લાવણ્યતા | ખુબસુરતી. |
| લિપિ | ભાષા. |
| લલાટ | કપાળ. |

### વ.

| | |
|---|---|
| વિશ્વ | દુનિયા. |
| વિલાસ | સુખ. |
| વાજી | ઘોડો. |
| વિષ્ણુ | પરમેશ્વર. |
| વિદ્યુત | વીજળી. |
| વલ્લભા | સ્ત્રી. |
| વિષય | બાબત. |
| વન્હી | અગ્નિ, |
| વધુ | સ્ત્રી. |
| વર્ણશંકર | બીજાથી પેદા થએલો. |
| વીંછિઆ | એક જાતનું ઘરેણું. |
| વિલંબ | ખોટી. |
| વ્યાઘ્ર | વાઘ |
| વ્યાલ | સાપ. |
| વૃષ્ટી | નાંખવું તે. |

### શ.

| | |
|---|---|
| શ્રવણ થવું | સાંભળવું. |
| શીખ | રજા |
| શુક | પોપટ. |
| શોભા | સ્ત્રી. |
| શીર્ષ | માથું. |

| | | | |
|---|---|---|---|
| શશી | ચન્દ્ર. | **સ.** | |
| શીરાભૂષણ | (શીર–આભૂષણ) મુગટ. | સ્વયંવર | મંડપ. |
| શાર્દુલ | સિંહ. | સોમ | ચન્દ્ર. |
| શેરો | કાંટા. | સર્વસ્વ | સઘળી ચીજો. |
| **ષ.** | | સંહાર કરવો | નાશ કરવો. |
| ષટ | છ (૬) | સારંગ | સાપ. |

આ શબ્દના ઘણા અર્થ થાય છે તે સૂચવીએ છીએ.

સારંગે સારંગ ગ્રહ્યો, સારંગ આવ્યો ધાય;
જો સારંગ સારંગ કરે, તો સારંગ નાશી જાય.

| | | | |
|---|---|---|---|
| ૧ સારંગ | મોર. | સૌન્દર્યતા | ખુબસુરતી. |
| ૨ ,, | સાપ. | સતત | હમેશનું. |
| ૩ ,, | વરસાદ. | સંધ્યાકાળ | સાંજ. |
| ૪ ,, | મોર. | સુજ્ઞ | ડાહ્યો, ચતુર. |
| ૫ ,, | સારોરંગ (ટેહુટેહુ) | સમુદાય | જથ્થો. |
| ૬ ,, | સાપ. | સચ્છાસ્ત્ર | (સત–શાસ્ત્ર) સાચું શાસ્ત્ર. |
| સ્ફટીક | એક જાતનું રત્ન. | | |
| સમસ્યા | ગુપ્તભેદની કવિતા. | સકુમાર | કોમળ. |

| | |
|---|---|
| સગુણી | ડાહી સ્ત્રી. |
| સંયોગત | મોતને આધિન. |
| સુભગા | સારી સ્ત્રી. |
| સદૈવ | હમેશાં. |
| સર્વાંગ | આખું શરીર. |
| સૂર | અવાજ, નાદ. |
| સરિતા | નદી |

હ.

| | |
|---|---|
| હય | ઘોડો. |

જ્ઞ.

| | |
|---|---|
| જ્ઞાતા | જ્ઞાનવંત, જાણેલો |

# સૂચના.

આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી રોકડી કિમ્મતે મળશે.

---

કોટમાં—બજારગેટમાં પોલીસના નાકાની સાંમેની ગલ્લીમાં શેઠ મોતીચંદ દેવચંદની દુકાનેથી તથા એબજી શીવજીના ઘરમાં બીજે માળે શિવચંદ મોતીચંદની દુકાનેથી રોકડી કિમ્મતે મળશે.